|| ॐ ||

શાર્દુલ.

'સીંચ્યું' સંત સરોવરે સતત હા ! તેથી અતિ વિસ્તર્યું,
'ખીલ્યું' અંબુજ હૃદય આ અવનવું સૌ ગંધ સ્મિતે ભર્યું;
'ઝીલ્યું' જીવન ઝરણમાં ક્ષણિક હા ! શાંતિ વિષે એ ઠર્યું,
'ભીલાયું' પુષ્પ બ્હાલથી વનજ એ, રળિયાત ! થાવું ખર્યું.

શ્રી કેશોદ સાધુસેવા સદાવૃત્ત ફંડનો હિસાબ સં. ૧૯૭૪

# શ્રી રામ લહરિ લ્હેર ૫ મી.

લેખક પ્રભુલાલ પ્રીતમલાલ પઢિયાર ચોરવાડ
તથા બ્હેન માણેક મદનજી કેશોદ.

શ્રી સાધ્વી સત્સંગ મંડળ તરફથી
પ્રકાશક, શ્રીમતિ. ઝવેર બ્હેન. કરાંચી.

## શ્રી કૃષ્ણાષ્ટમી.

શાર્દુલ.

આત્મા ! આત્મસ્વરૂપમાં સહજ એ અર્પે કુસુમાંજલી
પ્રેમી પ્રેમપરાર્થમાં પ્રણયથી અર્પેજ પુષ્પાંજલી
હા ! એ અક્ષરરૂપમાં અલખ આ અર્પું નિવાપાંજલી
કે આ પંચમ લ્હેર અર્ધ તનને અર્પુંજ પ્રેમાંજલી.

પ્રથમાવૃત્તિ
પ્રત ૧૦૦૦

અમૂલ્ય.

અમદાવાદ–શાહપુર નવી પોળ
શ્રીપ્રજાહિતાર્થ મુદ્રાલયમાં પટેલ
સને ૧૯૧૮. ડાહ્યાભાઈ દલપતરામે છાપ્યું.

## રાગ સહીઆરી.

પ્રેમજ મારો મહાન રાજા, છે ને રહેશે હવે પછી એ
જો કે હજુ તો હું તો રહું છું, દુનિયામાં એને દરબારે
ને સુતો છું ઘેરાઇને એની વિશ્વાસુ ચોકીમાં
એના ચોકીદારો જગમાં ઠામે ઠામે ફરતાં ફરતાં.
ઘન રાત્રીમાં જગને ચોકીવાળા ચેતાવે છે કે હા !
" ઠીક બધું છે " એ શબ્દોને, સૂતાં સૂતાં સાંભળતો હું,
સાંભળવાથી શાંતિ સુખમાં, રાચું ઉંઘું ના ચિંતા છે,
રામમણી પ્રેમાસ્પદ સ્વામી, ડર ચાકરને શાનો લાગે.

### રાગ એજ.

સત્યાનંદી જાણી શાણા ! શૂરા ! સમજી શાંત રહું છું.
જાગૃત સ્વપ્નું ઉંઘ અવસ્થામાં દર્શનનો લ્હાવો લહું છું
શ્રવણ કરંતા ધીમા ધ્વનિનો, એકાંતે એ નાદ શુણાતો
આંખ ઉઘાડી જોતા જાતો, રહેતો એ પ્રત્યક્ષ ન થાતો
હા ! હા ! આત્મા ! તારે માટે વિશ્વ બધું જોને પ્રકટાયું
અનિત્યમાંથી સ્વરૂપ તારૂં, શોધી સહજે શાંત થવાયું
પથ્થરમાંથી મણિને ગોત્યો, જોતાં સ્વાપે રામ જણાયો,
સ્વરૂપના સંધાને માણ્યું, જ્ઞાને જગમાં ગંડુ ગણાયો.

॥ ॐ ॥

# શ્રી કેશોદ સાધુસેવા સદાવ્રત ફંડનો સંવત ૧૯૭૪ ની સાલનો હિસાબ તથા ટુંક વૃત્તાંત.

આધુનિક કાળમાં વિશ્વ માત્રની મહાન વિલક્ષણતા ભરેલી વ્યવહારિક વૃત્તિમાં જો કે "સાધુ સેવા" શબ્દને પ્રવેશ કરવાનો પણ પૂર્ણ અનવકાશ છે. છતાં પણ મહાન સિદ્ધ પુરૂષોના અંતિમ ઉદ્ગારોનું અવલોકન કરતાં સિદ્ધ થાય છેકે—અંતે તોઃ—

"તુલસી આ જુગ આયકે, કર લીજે દો કામ
દેનેકું ટુકડા ભલા, લેનેકું હરિનામ."

"કબીર કહે કમાલકુ, દો બાતાં લીખ લે
કર સાહેબકી બંદગી, ભૂખેકું કચ્છુ દે."

"રામમણિ મૂખથી ભજો, દે રંકોને ટૂક
ચાહે ઘરમાં પડી રહે, કે જગ સઘળું મૂક."

"सर्वारंभास्तंदुलाप्रस्थमूला."

એવાં અનેક વાકયો સ્વાનુભવી મહાત્માઓના લભ્ય છે. વ્યવહાર અને પરમાર્થ સર્વ સાધનમાં પ્રથમ ભૂખ્યા નારાયણને ભોજનની ખાસ આવશ્યકતા છે. મહાન્ હુન્નરોની શાળાઓમાં, વ્યવહારિક અનુભવના મેદાનમાં કે પારમાર્થીક પ્રગતિના પ્રયાણમાં જ્યાં જુઓ ત્યાં પણ પેટને ભાડું દેવું એ તો અત્યંત અગત્યની વાત છે. ભૂખ્યા રામ અનંત રૂપે ભટકતા ભડભડતા રહે અને અન્ય વાતોના ગપાટા મનસ્વીપણે મારી તે તરફ ખ્યાલ ન દેવો એવા નિશ્ચયમાંજ અડગ રહેવાય એ ચાલુ જમાનાની બલિહારીજ. રામ,

કાઠિયાવાડમાં સૌરાષ્ટ્રદેશમાં જુનાગઢ સંસ્થાન વિષે કેશોદ જુનાગઢ રેલવેપર એક મહત્વનું સ્ટેશન છે જ્યાં શ્રી માધવરાયજીની યાત્રાર્થે માધવપુર જવા અનેક સાધુસંતો આવે છે અને જાય છે. આગળના વખતમાં આ સ્થળે ત્રણ સદાવ્રત્તો હતાં પરંતુ કાળની કરુણાષ્ટને લીધે કેટલાંક વર્ષથી નષ્ટપ્રાયઃ થયાં. હરિઇચ્છા.

શ્રીરામ કૃપાથી સં. ૧૯૭૩ ના પ્રથમ ભાદ્રપદ અર્થાત પુરૂષોત્તમ માસની શુકલ પક્ષ ૧૨ ને રોજ જુનાગઢ નિવાસી બ્રહ્મનિષ્ટ ભક્ત શિરોમણિ મહાત્મા શ્રી મૂળશંકર મયારામે કેશોદ પધારી આ સદાવ્રત્તની શરૂવાત સ્વહસ્તે કરી સંતસેવાનો પાયો સુદઢ કર્યો છે. માત્ર પ્રભુ ઇચ્છા પર આધાર ધરી કાર્યની શરૂઆત કરતાં આ ફંડમાં નીચે મુજબ નાણાંની રકમ ભરાયેલ છે. જેમાંથી ખર્ચ બાદ જતાં આ સાલઆખર રૂ. ૧૩૪૩-૧૨-૦ બાકી રહે છે.

ભવિષ્યમાં આ સંસ્થા સદાને માટે ટકી રહી સંત અને અનાથોની સેવા કર્યા કરે એ ઉદ્દેશથી સર્વ સજ્જનોને આ ફંડમાં મદદ કરવા સવિનય પ્રાર્થના.

શ્રી કલકત્તા નિવાસી શેઠ જગમોહનદાસ રણછોડદાસના તેમજ શેઠ હબીબ હીરજીના પવિત્ર પ્રેમ ભરેલા પ્રયાસ વડે સારી રકમની મદદ શ્રી કલકત્તાથી મળી છે. તેમ આફ્રિકા—કંમ્પાલામાં વસતાં ભારતબન્ધુઓએ પણ વિપ્ર હરજીવન કાળીદાસ, ઠા. દેવકરણ હરજી તથા ઠા. ગોકુળદાસ લાધા વિ. ની પ્રેરણાથી સારી સહાય આપેલ છે જે ખાતે ઉપકાર પ્રદર્શિત કરતાં કૃપાળુ પ્રભુ હજી પણ વધુ પરોપકાર બુદ્ધિ તે ધર્મ મર્મજ્ઞ બન્ધુઓમાં તેમજ સર્વ સ્વધર્મનિષ્ટ સજ્જનોના હૃદયમાં પ્રેરો એવી અંતિમ પ્રાર્થના. રામ.

વિ. પુરૂષોત્તમ નાનજી,

વ્યવસ્થાપક સાધુસેવા સદાવ્રત્ત ફંડ—કેશોદ.

# શ્રી ચાલુ ફંડનો હિસાબ.

| જ | ઉ |
| --- | --- |
| ૧) શેઠ પુરૂષોત્તમ નાનજી કેશોદ | ૧૧૭॥–॥ બાજરી મણ ૫૧॥૩॥ |
| ૨૫) પ્રભુલાલ પ્રીતમલાલ કેશોદ | ૩૭॥–॥ અડદ મણ ૧૩।૮ |
| ૫) એક પરોપકારી બેન પોરબંદર | ૧૫॥૦। બાજરાનો લોટ મણ ૪। |
| ૨૫) એક પરોપકારી ગૃહસ્થ કેશોદ | ૧૬॥૦॥ દળામણ તથા દાળ કરાવવાની મજુરી |
| ૨૫) મી. ધરમશી લીલાધર કલકત્તા | ૯ મરચાં તથા રામરસ |
| ૨૫) મી. દામોદર મોતીચંદ કલકત્તા | ૫ હિસાબ બહાર પાડવા છપામણી ખર્ચના |
| ૨૫) પટેલ કાના પરબત કેશોદ | ૬૧)૦। સાલ આખરે વધારો રહેતા શ્રી સ્થાયીફંડમાં જમા લીધા. |
| ૨૫) ઠા. ગોવર્ધન આણંદજી કણેરી | |
| ૨૫) સોની પોપટ જીવન કંપાલા | |
| ૨૫) ઠા. સુંદરજી નારણ સરદારગઢ | |
| ૨૫) વિપ્ર નાથાલાલ સુંદરજી ચોરવાડ | |
| ૨૫) શા. વેણીદાસ નેમચંદનાં માતુશ્રી માનકુંવરબાઇના પૂન્યાર્થે. વેરાવળ. | |
| ૧૨॥ ઠા. જેરાજ ગોવર્ધન. ઇસરા | |
| ૩૧૨॥ | ૩૧૨॥ |

# શ્રી સ્થાયી ફંડનો હિસાબ.

૫૧) શેઠ રણછોડદાસ મનોરદાસ કલકત્તા.
૨૫) શેઠ રણછોડદાસ ઝીણાભાઇ મુંબઈ
૨૫) ઠા રણછોડદાસ મનજી મુંબઇ
૨૫) ઠા. હરિદાસ જીવાભાઇ મુંબઇ
૨૫) બેન કુકી નેમચંદ વેરાવળ
૨૫) એક પરોપકારી બેન પોરબંદર
૨૫) જોશી ધરમશી ઘેલા „
૫) બેન પાનકુંવર કલ્યાણજી વેરાવળ
૫ જોશી દેવકરસન મદનજી પોરબંદર
૧૦) સોની ઓધવજી કાનજી કેશોદ
૧૨) ઠા. પીતામ્બર ગોવા મેસવાણ
૫) ઠા. ગોકુલદાસ ટીડા ભાવનગર
૨૫) ઠા. ભગવાનદાસ માવજી કુકસવાડા. હાલ મુંબઇ.
૩૭૨।-। ઠા. પુરૂષોત્તમ નાનજી તથા ભાગીદારોના મજમુ વેપારમાંથી નફાના ટકા ૫ મુજબ.
૨૦)=। ઠા. મનજી મેઘજી મજમુ વેપારના
૧૧૪)≈ ઠા. રામજી નાનજી મજમુ વેપારના
૨ાᵹ ઠા. ડોસા માધવજી મજમુ વેપારના
૪૯૬ શા. જગમોહનદાસની કંપની તથા શેઠ હબીબ હીરજી મારફત કલકત્તામાં થયેલ ફાળાના.
૫૦) શા. જગમોહનદાસની કંપની
૨૫) શા. જીવણલાલની કું.
૨૫) શા. વલભદાસ કલ્યાણજી.
૨૫) શા. પ્રાગદાસ દમાણી
૨૫) શા. ગુલાબચંદ આણંદજી.
૨૫) શા. ત્રીભોવન હીરાચંદ
૨૫) શા. કેશવજીની કું.
૨૫) શા. રામચંદ જેઠાભાઇ
૨૫) શા.ગોકુલદાસ હંસરાજ
૨૫) શેઠ અલીભાઇ મહંમદ
૨૫) શેઠ લધાભાઈ મહંમદ
૨૫) શેઠ અબ્દુલ કરીમ હા. અબ્દુલ સકુર
૨૫) એક પરોપકારી ગ્રહસ્થ
૨૧) એક પરોપકારી ગ્રહસ્થ
૧૫) શા. વ્રજદાસ મથુરાદાસ
૧૫) શા છબીલદાસ
૧૫) ઠા. ખીમજી હંસરાજ
૧૧) શા. વનેચંદ ઘેલાભાઈ
૧૧) શા. ખટાઉ મકનજી

૩)ના ઠા. ગોવર્ધન જેઠા
મજમુ વેપારના
૩।।। ઠા. જેરાજ ગોવ-
ર્ધન મજમુ વેપારના
૭૫) ઠા. પુરૂષોત્તમ નાનજી
ની દુકાનના
૧૧૩।।। ઠા. ઓધવજી ગો
વિંદજી મજમુ વેપારના

———

૩૩૨।ાગ

૧૧) શેઠ કાળીદાસ મેઘજી
૧૧) મફતલાલ ગગલભાઇ
૧૧) શેઠ વસનજી ટોપણ
૧૧) એક પરોપકારી ગ્રહસ્થ
૫) શા. પરમાણંદ ખીમચંદ
૫) શા. નાગરદાસ હરિદાસ
૪) શા. પ્રાણજીવનદાસની
[illegible] કું૦

———

૪૯૬

૪૩।–।।। પેટીની ઉપજના.
૬૧)ન શ્રી ચાલુ ફંડમાંથી સાલ
આખર વધારાના જમે
૩।।= સોના શામજી મોરારજી
મારફત ગોંડળથી આવ્યા તે
૩૫।।।૦।।।
વ્યાજ સર રૂ. ૭૧૬૩
શત એકે ટકા ૦।। લેખે
સંવત ૧૯૭૪ના શ્રાવણ
સુદી ૧૨ સુધી.

———

૧૨૩૫)–

## શ્રી આફ્રિકામાં-કમ્પાલા ખાતે વસતા સ્વધર્મનિષ્ઠ ભારત બન્ધુઓ તરફથી મળેલી મદદ.

૬। વિપ્ર હરજીવન કાળીદાસ
૬। ઠા. ગોકળદાસ લાધા
૬। ઠા. દેવકરણ હરજી
૫। ઠા. ગોકલદાસ ઝવેરચંદ
૫ મહારાજ મયારામ રણછોડ
૫ મહારાજ ગોવરધન ખુશાલ
૨।। ઠા. દામજી કચરા
૨।। ઠા. ધેના રામજી

| | |
|---|---|
| ૫ ઠા. હીરજી ગોવરધન | ૨॥ ઠા. પોપટ કાલીદાસ |
| ૫ શા. હરિચંદ અમ્બાવી | ૨॥ ઠા. રામજી હંસરાજ |
| ૫ ઠા. ગુંશાલાલ રવજી | ૨। ઠા. વલભદાસ રામજી |
| ૫ ઠા. છગનલાલ નાનજી | ૨। ઠા. ગંગારામ માધવજી |
| ૫ ઠા. અમરશીખેર | ૨। ઠા. ગોકુળદાસ પુરૂષોત્તમ |
| ૩ ઠા. જીવરાજ કાલીદાસ | ૨। સોની પોપટ જીવન |
| ૩ ઠા. પરમાણુંદ શામજી | ૨ ઠા. ત્રીભોવનદાસ |
| ૩ ઠા. વિઠલદાસ ગોવરધન | ૨ શા. નાગરદાસ |
| ૨ ઠા. ભગવાનજી પ્રેમજી | ૧॥ ઠા. લખમીદાસ મુળજી |
| ૨ કુંભાર આબા જેઠા | ૧। ઠા. હરગોવિંદ ધનજી |
| ૨ ઠા. ભગવાનજી આણુંદજી | ૧। શા. અમુલખ ડાહ્યાભાઇ |
| ૨ ઠા. શામજી છગન | ૧। પટેલ જીવરાજ લીમ્બા |
| ૨ ઠા. વિઠલદાસ જાદવજી | ૧ ઠા. ગીરધર નાગજી |
| ૨ ઠા. દેવચંદ પુરૂષોત્તમ | ૧ કુંભાર કરસન વાલજી |
| ૨ ઠા. પ્રેમજી મમુભાઇ | |

કુલ રૂા. ૧૧૨।

૨। મનીઓર્ડર કમીશન તથા
૧। નોટના વટાવનો બાદ જતાં

બાકી રૂ. ૧૦૮॥।

---

કુલ રૂા. ૧૩૪૩॥।~

ઉપર મુજબ રૂા. ૧૩૪૩॥। તેરસો પોણાચુમાલીશ એક આનો માસ એકે શત એકે ટકા અરધા મુજબ ઠા. પુરૂષોત્તમ નાનજીની દુકાને શ્રી કેશોદમાં વ્યાજુ છે.

સંવત ૧૯૭૪      **ઠા. પુરૂષોત્તમ નાનજી.**
શ્રાવણ શુક્લ ૧૨.      વ્યવસ્થાપક.

ઉપર મુજબ હિસાબ તપાસતાં બરાબર છે.

**પ્રભુલાલ પ્રીતમલાલ પઢીયાર.**      **વ્યાસ મૂળશંકર મયારામ.**
હિસાબ તપાસનાર.      પ્રમુખ.

### રાગ ધન્યાશ્રી.

મનન નમન નમસ્કાર પ્રભુજી. મનન૦ ટેક.
અતિ આભારો તારા પ્યારા, શું માનું ઉપકાર. પ્ર.
મન સહલાણી પાછી વળેશું, શકે ગણી ગણુકાર. પ્ર.
સાચિવ સ્નેહે સબંધ સાચો, સાચા શ્રી સરકાર. પ્ર.
રામમણિ પદ પંકજ ચુમ્બી નામ કરૂં લલકાર. પ્ર.

### રાગ—રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે.

જીવા ! ઝટ જાગ આ લાગીરે, વિશ્વમાં નથી કોઇ સુભાગી, જીવા. ટેક.
બ્રહ્મા રાત દીને ઘડે ઘાટોરે, મજુરીમાં વળી ગયા પાટોરે,
સો વર્ષે પડે કાળ સપાટો, જીવા.
શીવ ડુંગરામાં વસે વાસોરે, ભીખ માગી ખાવું ધંધો ખાસોરે,
પીવું ઝેર પડયું જો તમાસો, જીવા.
વિષ્ણુને ચિંતા દાસ ન દુવુંરે. પાણીમાં સાપ ઉપર સુવુંરે,
ભક્ત આંસુ ઉતાવળે લ્હુંવું, જીવા.
સૂર્ય ફેરા મારે દીનરાતેરે, સૂખે બેસે છે કયાં જોને જાતેરે,
આથમી ઉગવાનું પ્રભાતે, જીવા.
મોટા દેવોને મોટી અશાંતિરે, આપદામાં મરે છે વેદાંતિરે,
તોય ભાંગી શકે નહિ ભ્રાંતિ, જીવા.
મણિરામ ભજે શાંતિ થાયેરે, હૈયા પીટમાં નહિં હડકાયે,
આગ ઉઠી આફરડી ઓલાયે, જીવા.

### રાગ એજ.

પિછાણી લે પ્રાણુ આત્મ વિલાસીરે,
ખરી ખુબી ગણું ત્યારે ખાસી, પીછાણી. ટેક.
અવિકારી અવાસે વસે છેરે, તેના તેજથી વિશ્વ વસેછેરે,
છેટો લેશ ન નાથ ખસે છે, પીછાણી.

ખુલ્લી આંખે દેખે તલ પાપીરે, પણ તેલ રહ્યું તેમાં વ્યાપીરે,
કાઢે તો દે અંધારાને કાપી, પીછાણી.
ગાય અંગમાં દુધ ધરેછે રે, પણ આંચળદ્વારા ઝરેછે રે,
દોહી પીનાર પેટ ઠરે છે, પીછાણી.
પૃથ્વિમાંહી ભરેલું છે પાણીરે, માથું કૂટી મરે મ્હાણે પ્રાણીરે,
ખોદી પીતાં તૃષા તો ઓલાણી, પીછાણી.
સર્વે લાકડામાં આગ સાચીરે, પણ પ્રકટયા વિનાની કાચીરે,
પ્રકટાવે રહે તેજ રાચી, પીછાણી.
જગનાથ જાણ્યો જગમાંહીરે, પ્રકટાવી પકડ ઝટ બાંહીરે,
વ્યાપેલો કામ ન આવે કયાંહી, પીછાણી.
મૂલ્ય રત્નમાંથી નિપજાવેરે, તેનું અન્ન ખાવા કામ આવેરે,
હીરાને શું બેઠે બેઠે ચાવે, પીછાણી.
જ્યાં ભક્તિ ધસારા લાગેરે, દિલ ભભુકી રહે અનુરાગેરે,
મણિ રામ જ્યોતિ ત્યારે જાગે. પીછાણી.

## રાગ એજ.

પડવે પ્રેમતણી પતિ પ્યાસીરે, રણુવગડે રટે સીતા દાસીરે,
મારે માથે પડયો દુઃખરાશી, રઘુકુળ ભાણ પ્રાણ છો પ્યારારે,
બીજે બળતી મહા દુઃખ જ્વાળારે, રામનામની જપતી માળારે,
ઝાળ શાંત કરો રઢિયાળા, રઘુ.
ત્રીજે ત્રેવડ ત્રુટી મારીરે, દૈત્ય દમન કરે મન ભારીરે,
એક આશ રહું ઉર ધારી, રઘુ.
ચોથે ચિંતા ઘણી મન થાયેરે, દુષ્ટ સંગમાં કેમ રહેવાયરે,
એક પલક સો જુગની જાયે, રઘુ.

પાંચે પ્રાણ જુદું જુદું થાતારે, દેહ ત્યાગીને દૂર ન જાતારે,
વ્હારે વ્હાલા વ્હેલા નથી ધાતા, રઘુ.
છઠે છેહ ન દેશો સ્વામીરે, હુંતો આપની છું અનુગામીરે,
અંતર જાણોછો અંતરજામી, રઘુ.
સાતમે સળગી રહી સંતાપેરે, મન વ્યાકુલ થાય વિલાપેરે,
નામ લેતી હું લાંબે આલાપે, રઘુ.
આઠમે અષ્ટ સિદ્ધિ નહિ યાચ્યુંરે, સ્વામી રામ તારે રંગરાચ્યુંરે,
તારા નામ વિના સૌ કાચું, રઘુ.
નવમે નવિન દુઃખોના ભારારે, પેલેપાર પડી નિધિ ખારારે,
દુઃખી દીન બની તારી દારા, રઘુ.
દશમે દોષ ઘણા પ્રભુ કીધારે, તોપણ છુટડા તમે હરિ પીધારે,
આજે દોષ શું મનમાં લીધા, રઘુ,
એકાદશ ઉપવાસ થયાછેરે, મારા રામ રમીજ ગયાછેરે,
કરૂણાળુ કાં મેલી ગયા છે, રઘુ.
બારશ પારણાં લોકો કરતારે, મારૂં પારણું રામસમરતારે,
સ્વામી તારે શરણ સ્થિર ઠરતાં, રઘુ.
તેરશ તલપેછે મન અતિ મારૂંરે, અહીં વસવું બન્યુંછે અકારૂંરે,
મન દરશન ચાહે તમારૂં, રઘુ.
ચૌદિશ ચોદશ વાટડી જોતીરે, હૈયાફાટ પ્યારા પતિ રોતીરે,
તોતા વિણ તલખે જેમ તોતી, રઘુ.
પુનેમ પુર્ણ થયો દુઃખ પ્યાલોરે, મને આવે ખોટા ખોટા ખ્યાલોરે,
હરિ હેતે હવે હાથ ઝાલો, રઘુ.
અમાસે છે અજ્ઞાન અંધારૂંરે, ધીરજ દાસીને કોઇ ન દેનારૂંરે,
મણિરામ કરો લાગે સારૂં, રઘુ.

## રાગ એજ.

સંતોનીજ અજબ કૃતિ હા ! આવીરે, અક્કડ હોય તેને દે નમાવીરે,
પોતાનો કરે તાવી તાવી શરણુ શુભ સંતનું ઝટ લેવુંરે,
કીડી હાથીનેજ ઝુકાવેરે, અજા સિંહનું માન મુકાવેરે,
શઠની શઠતાજ ચુકાવે, શરણુ.
મરવે તેતર પાસે બાજરે, હણાવે સાપથી ખગરાજરે,
કરે સાધુ તણા શીરતાજ, શરણુ.
બેહેરો સાંભળે, આંધળો દેખેરે, મુંગો બોલતાં શીખે અલેખેરે,
મેખ મારે કરમની રેખે, શરણુ.
પંગુ ચાલે ઠુંઠો કામ કરશેરે, જીભવિના સ્વાદે પેટ ભરશેરે,
જન્મ લીધાનું કારજ સરશે, શરણુ.
ઘર રાખે તેનું ઘર જાયેરે, ઘર બાળે તેનું ઘર થાયેરે,
મણિરામ રંગેજ રંગાયે. શરણુ.

## રાગ વધામણીનો.

શામળા જુઓછો શીદ વાટડી બચાવજો
દશરથ નંદન દેવરે શ્રીરામ નિજ દાસને બચાવજો
ખાટી ઘેરાણી મોહ રાતડી બ. બીકે મરૂંછું ભુલું સેવરે. શ્રી.
ભયમાં ધ્રુજું હું હાય ! એકલો, બ. અંતે શી વલે મારી થાયરે.શ્રી.
ભેળા રહીને કરો એકલો, બ. કાળનો કરાળ ભય જાયરે. શ્રી.
કીધાં પાખંડ પુરા હાથથી, બ. ધર્મે કર્મે ઘણોછું હીણુરે. શ્રી.
છોડી નવ દેજો હરિસાથથી, બ. દરિયો ધરેછે શીર ફીણુરે. શ્રી.
રાંકતણા વાંક નહી દેખજો, બ. સેવાની રાખજો ન ગર્જરે. શ્રી.
કોટી અપરાધ નહી લેખજો, બ. ટાળી દેજોજી કુડાં કર્જરે. શ્રી.
દીનના દયાળ દીન દાસને, બ. પીન કરોને વધારી પ્યારરે. શ્રી.
સ્વામી મણિરામ હરો ત્રાસને, બ. ચડજો વ્હારે ન કરો વારરે. શ્રી.

## રાગ દયાળુદેવા દાસપરે દયા લાવો.

કૃપાળુ કાના કાશ કરે કેમ ઝાઝી. ટેક.
ઝટપટ ગજ પાસે પુગ્યો કંસની કેદે ઉગ્યો
હમણાં રાખા રહી બાઝી બાઝીરે કૃપાળુ.
માખણુ ચોર્યામાં શુરો રાસે રમવામાં પુરો,
કામા જોઇ મરીયે દાઝી દાઝીરે. કૃપાળુ.
મણિરામ કૃષ્ણુ બહુ લા ધરી કાન કાલાવાલા
વેગે કર બ્હાર માઝી માઝીરે. કૃપાળુ.

## રાગ એજ.

વસીલા વ્હાલા, વરસી દે થઇ રાજી રાજી. વસીલા. ટેક.
વરસ્યાની રીત તારે કરગરવું શાને મારે.
ફરી દે વનરાઇ તાજી તાજીરે. વસીલા.
વરસવું ધોળે દહાડે, શાને તું રાત પાડે
દાઝી છો મરતા પાજી પાજીરે. વસીલા.
સ્નેહ વિના તું ઠેલે, પ્રેમમાં પ્હોચે પહેલે
ખાધી વિદુરની ભાજી ભાજીરે. વસીલા.
મણિરામ વાર લાગે, બાનું તો બળાયું ભાંગે
દોડી સુધાર બાજી બાજીરે. વસીલા.

## રાગ એજ.

રસીલા રામા, કરૂણાળુ થાતું થાતું થાતું. રસીલા.
સગાં સહુ જગનાં મીઠાં, દગાબીજ એમાં દીઠાં.
કેશવ કર હેતે સ્હાતું સ્હાતુંરે. રસીલા.
સ્નેહમાં સ્વાર્થ ભાળ્યો, વ્હેમમાં પ્રેમ બાળ્યો

સંપે જંપે ના જોયો, કંપ મનનો ના ખોયો
અંકે લે સાચી માતું માતુંરે. રસીલા.
મણિરામ જગથી હારી પડીયો દ્વારે પુકારી
જ્હારે વ્હાલીડા ધા તું ધાતુંરે. રસીલા.

રાગ એજ.

ન થાય તારી માઠી ગતિ કોઈ કાળે. ટેક.
સહજે સુખરાશી આત્મા, અંતિમ તુજપદ પરમાત્મા
ફોકટ દિલ શાને બાળે બાળેરે, ન૦
ચૈતન્ય સ્વરૂપ તારૂં, ભુલી જડ થા શા સારૂં
ધુંચ્યા કાં જડતા જાળે જાળેરે. ન૦
નિર્મળતા રૂપ વસ્તુ, માને કાં ગંદું સસ્તું.
હસ્તું મન રાખ થાળે થાળેરે. ન૦
સચ્ચિદાનંદ કંદે પ્રીતી ધર પડમાં ફંદે
પ્રીતે મણિરામ પાળે પાળેરે, ન૦

રાગ ઓધવજી સંદેશો.

અવસર આવે અવધ વિહારી આવશે,
વ્હારે ધાશે કરૂણાકર કીરતાર જો,
શરણાગત પાળક સાધન સહુ લાવશે
કરશે કેશવ મુજ સફળ અવતાર જો. અવસર૦
ટાણું આવે પાછો પગ દેશે નહિં,
ભરૂંસો ભારે મારે મન દ્દઢ એક જો
અવગુણ એકે એ ટાણે લેશે નહિ
અધમ ઉધારણ સાચવશે નિજ ટેક જો. અવસર૦
કર્મોની જાળો જાડી તે કાપશે,

કષ્ટો મારાં કરશે કોડે દૂર જો,
નિજ બાનાની છાપ પ્રતાપી છાપશે
કાળ વ્યાલને ઉડાવશે ધરી શૂર જો. અવસર૦
જમડા સાથે ઝાઝો જંગ જમાવશે,
મારી તમાચો નિકાલશે હદપાર જો,
જમદુતોને નિજ જોરે જ નમાવશે,
બચાવશે કરશે મુજને ભવ પારજો. અવસર૦
ગજકાજે દોડયા તેમ સ્વામી દોડશે,
અકરમ મારાં નહો લેખવશે નાથ જો,
જન્મ મરણનાં બંધન જીવન છોડશે,
હેતે હરિવર ધરશે માથે હાથ જો. અવસર૦
માતપિતા આધારે બાળક બહુ રમે,
તેમ જગમાતપિતા વિશ્વાસે હુંજ જો
એની ઓથે વસતાં કાળ નહિં દહે,
મણિ પતિરામ સમજનારો છે ગુંજજો. અવસર૦

રાગ-એજ.

આ રીતે અવતાર વિતાડે આળસુ,
મોંઘુ માનવ તન તે મફતે ખોય જો
ધોળે દિવસે ઉંઘે રમે કૂર કાળશું,
આંખ ઉઘાડી અજ્ઞાની નહિ જોયજો. આ૦
બળ થોડું ને ક્રોધ ઘણો રાખે દિલે,
ગડદા ખાવાની નિશાની ખાસ જો
સદા સોગીયા થઇ ફરે મૂખે વિલે
ન લાગવા દે સતસંગતનો પાસ જો. આ૦

ખાય બગાસા રાડો પાડીને મૂખે,
હિતકારક ઉપદેશ ધરે નહી ધ્યાન જો,
રોજ રીબાતાં રખડે બેસે ના સૂએ,
દીલ ડહાપણનું ખુલવા દે નહી મ્યાનજો. આ૦
ભ્રાંતિમાં ભરમાય ન ભ્રમણા ત્રૂટતી
કમજોરી પણ ગુસ્સો બોત જણાય જો,
કામ ન કરવું તોય ન આશા છૂટતી
તન મન મેલું મલીનપણે વખણાયજો. આ૦
વિદ્યાની વાતો નહિ લેશે ફાવતી,
વાત તડાકા દેતા વખત વિતાય જો
સારી શીખ ન એકે અંતર આવતી
આળસ રાજ થકી અંધા જીતાય જો. આ૦
પાનપટી ચાવી જરદો ઝાઝો બુકે,
સવાશેર સુંઘણી નાકે સુંઘાયજો,
બીડી હોકો કે ચલમે ગાંજો ફુંકે,
અથવા અફિણ ગળતાં ગોલાં ખાયજો. આ૦
દારૂ પીને ડોલે કો તો ડાકણા,
વ્હાના ડબ્બા ઢીંચે નિચ ગમાર જો;
વ્યસની વ્યસનીનાં ભાંગે છે બારણાં,
લાજ વિનાના લાજે નહિ ચમાર જો. આ૦
ભૂત સમોવડ ભુંડા ભટકે ભૂતજે,
વ્હેમ વાતમાં આયુષ ઘટતી જાય જો;
રામમણિ જન બચાવજો બા'નાં બળે,
એવા જનથી આઘેરું જ વસાય જો. આ૦

## રાગ એજ.

શું ભગવાન મળે ભવમાં એ રીતથી,
મન માળામાં લેશ નહીં જ રખાય જો;
પરોપકારે પૂન્ય ન થાયે પ્રીતથી,
વિષય ભોગમાં જીવ ઘણો હડકાય જો. શું૦
પડે પાથરી ખાટ ઉંઘે નહિં આપદા,
સોનેરી નળિયાં થાતાં ન જગાય જો;
ગોઘરડા ઘરડે ભૂલી જમ વાયદા,
નિદ્રા પાસ વિષે પ્રીતે બંધાય જો. શું૦
ખરે બપોરે જાગી ખાવા દોડતા,
દાતણ ભૂલે ન્હાવાની શી વાત જો;
સંધ્યા પૂજા સેવા સાચી છોડતા,
વ્હાલી થાતી પરનિંદા પંચાત જો. શું૦
નિત્ય નિયમમાં હોકો રાખે હાથમાં,
હૈયેથી હેઠો ઉતરે ન જરાય જો;
સ્નેહ ઘણો ભુંડા ભંગેરી સાથમાં,
નારાયણનું નામ ખરૂં વિસરાય જો. શું૦
ચલમ ગોતવા ચૌટે ચૌટે આથડે,
સંત શોધવા ઉંબર નહીં ઉતરાય જો:
ગંદી ગડાકુ માટ ભલે ભીખવું પડે,
શ્રીવર નામે સ્નેહ નહીં ઉભરાય જો. શું૦
આખો દીન ઘસાય ચલમની કાંકરી,
દીલ ઘસવાને પલ પણ નહીં નવરાશ જો;
નાળ ઘડાવા કબુલ કરે પર ચાકરી,
હરિવર વરવાની કરવી નહીં કાશ જો. • શું૦

હોકામાં દેવતા મુકવા હોડે ઘણું,
હરિકથામાં લેશ મળે નહીં હેતજો;
પખાળવા ઠુંઠો નહીં આળસ છે આણું,
પ્રમાદ રાખે હરિ પૂજામાં પ્રેત જો. શું૦
હોકલીયે હદ વાળીને ભુંડું કર્યું,
સ્વપ્નામાં પણ હોકા આવે રોજ જો;
તન તો નહીં પણ મન સતસંગે ના ધર્યું,
રામમણિ તજીને માણી ધુળ મોજ જો. શું૦

## રાગ ગઝલ બુલબુલ.

રહેલો વિશ્વમાં વ્યાપી, જગત જંજાળને કાપી;
પ્રણયમય દેહ હા ! સ્થાપી, અકર્તા રામ આપોપી
નથી તેને સ્રજે પાળે, સંહારે સર્વને કાળે
પલકમાં પાર પહોંચાડે. અ૦
સ્વામી થઇ સેવ લેનારો, સેવક થઈ સેવ કરનારો
સદાનંદે વિલસનારો. અ૦
ગુરૂ થઇ રામ ઉપદેશે, ન સમજે સાન જે લેશે
મુકી ચિંતામણી દેશે. અ૦

## રાગ એજ.

અચાનક આકરે ટાણે, ભૂખલનું ભાણું કો તાણે,
સમયની કો દશા જાણે, અમારો રામ તે માણે
મુમુક્ષુ મોક્ષ ટાણામાં, લુભાયો હાય ! નાણામાં
ન લેખું થાય શાણામાં. અ૦
અમારા રામની રહેણી, નથી કંઇ માત્ર તે કહેણી
ખડગની ધાર એ શ્રેણી. અ૦

ન પરવા દાસની તેને, ન મારાં કોઇ છે જેને
સ્વરૂપે ઓળખે એને. અ૦

### રાગ એજ.

બનો બોધક બધી રીતે, પરેજી પાળીને પ્રીતે
ક્રિયા મન વાણીની નિત્યે, જગતમાં તે ખરો જીતે
ધરાસમ ધીરતા રાખે, સજ્જનતા વૃક્ષ સમ સાંખે
ખરો રસ આત્મનો ચાખે, જ૦
અભય ભૂતાદિને આપે, કૃતઘ્નીને નહિ શ્રાપે
તપેછે અન્યના તાપે, જ૦
કહે તેવું કરે હેતે, ન ફાટે જે મણિ લે તે
અહા ! એ રામ તે, તે, તે. જ૦

### રાગ રામ ભજનબિન નહિં નિસ્તારા.

પ્રેમ કરો તો આત્મારામે, અન્યે પ્રેમ નકામો છે.
અન્યજનો ઉલટા ધિક્કારે, પ્રેમ નહિ એ ભામો છે. ટેક.
સ્વારથીયા સંસારે મનવા ! વિશુદ્ધ પ્રેમની બલિહારી
તરવા ત્રેવડ કરવી હોય તો, શાંત પ્રેમ નૌકા સારી. પ્રે૦
વિશુદ્ધ પ્રેમથી માત પિતા હા ! બાળકને સંભાળે છે
વિશુદ્ધ પ્રેમથી પતિ પત્નિ પણ, એક ચિત્ત થઈ મ્હાલે છે.
વિશુદ્ધ પ્રેમથી ગુરૂ શિષ્યને, ભવસાગરથી તારે છે
વિશુદ્ધ પ્રેમથી રામમણિમય નાતો નાથ નિભાવે છે. પ્રે૦

### રાગ એજ.

શરણુ શરણુંછું રામ તમારે અપરાધો મુજ નહિ જોશો
બહુ નામીનું બીદ સંભાળી પોતાનાં પ્રેમે પોષો. ટેક.
સેવા સ્મરણે ભાવ નથી કાંઇ, ભકિત પુજા નવ જાણું
આ સંસારે સર્વેશ્વરજી ! નથી ઠામ કે ઠેકાણું. શ૦

જ્ઞાન યોગની ગમ નથી મુજને, શું સાધન હે ! નાથ ! કરૂં
હાથ ! હવે તો ભવાટવીમાં, ભટકી ભટકી હુંય મરૂં. શ્રી૦
જીવ શિવ જો જુદાં હોય તો, રંક ભીખ આ માગું છું
અભિન્ન તત્વે રામમણિ તો, ભુંડી ભીખ હા ! ત્યાગું છું. રા૦

## રાગ ઓધવજીનો સંદેશો.

પ્રેમ વિનાનું જીવન સુનું જાણવું,
પ્રેમ વિના ન પમાયે કુશળ ક્ષેમજો;
મલિન ભાવના ટાળીને ચોખી કરે,
વિચારને હા ! વિશુદ્ધ કરે છે પ્રેમજો. પ્રે૦
અંતઃકર્ણને ઉચ્ચ બનાવે પ્રેમ એ,
પોતે પણ ઉલટો પરનો બની જાયજો;
મારૂં તારૂં ગોત્યું કયાય જડે નહિ,
દૃષ્ટિ તેની ત્રિભુવનમાં નવ માય જો. પ્રે૦
મસ્ત બનીને પ્રેમી પ્રભુના પ્રેમમાં,
ઢાળે આંસુ પણ અશ્રુમાં પ્રેમજો;
ઇષ્ટ વિયોગે પોકારે પ્રેમી સદા,
ગાતાં ગાને શબ્દે સાને પ્રેમજો. પ્રે૦
વિયોગમાં પણ યોગ સદા માણે મઝા,
વ્હેમ પાર દૃઢ નેમ પ્રણય રસ છેલજો:
રસ મણિમાં ઝીલે તે રામ સ્વરૂપમાં,
અગમ અનાદિ પ્રેમીના એ ખેલજો. પ્રે૦

## રાગ એજ.

સાંભળજો વ્હાલી ! બેનડીઓ વિનતી,
કરજોડીને માગું છું તમ પાસજો;
સત્ સંગની શળામાં પુનઃ પધારજો,
જો હોયે હા ! સાચા સુખની આશજો. સાં૦

જન્મારો વિત્યો બ્હેનો ! જંજાળમાં,
મનોરથોનો આવ્યો નહિ કંઇ પારજો;
હાશ કરીને હાય ! હજુ બેઠા નહિ,
ઘડી ભજ્યા નહિ આતમના આધારજો. સાં૦
ક્ષણિક સુખોની આશા અંગે વાધતી,
તાર તૂટે સંધાયે વારંવારજો,
સરવાળો સાધે નહિ તૂટલ તાંતણા,
અંતર આત્મા એજ અતૂટ છે તારજો. સાં૦
લ્હેરો નાની મોટી જે જીવો તણી,
વ્હેતું તેમાં એક અખંડીત વ્હેનજો;
જાત જુદી પણ બીજ બધાનું બ્રહ્મ છે,
ઉંચે ચડશો અનુભવશો જો એમજો. સાં૦
તન મન ધનથી શ્રેય કરો સૌ ભૂતનું,
અન્યપણાની દષ્ટિ કરજો દૂરજો;
મત પંથોના વાડામાં નવ પેસજો,
સત્ય ગ્રહણ કરવાને થાજો શૂરજો. સાં૦
સબળ બનો છો વ્યવહારે શું ! બેનડી !
આત્મ નિરીક્ષણે નબળાં કાયર કેમજો,
વધુ ફેરો ફેરવશે વ્હાલાં દેહનાં,
અનુભવતાં આવ્યાં ઉત્તરોત્તર એમજો. સાં૦
માર્ગ સનાતન સત્સંગેથી સાંપડે,
નિત્યાભ્યાસે પરમ પદે પહોંચાયજો;
તત્પરતાથી ત્રેવડ કરવી હા ! સદા,
રામમણિ અનુભવતાં આનંદ થાયજો. સાં૦

## રાગ એજ.

શાણી! સખી! અંતર ઉદ્‌ગારો શું કહું?
વણબોલે સમજાયે એવી સાનજો,
અનહદ નાદ ધડુકે જેના અંતરે,
સાંભળનારા યોગી ધરતા ધ્યાનજો. શા૦

મમ અંતરની વાત પુછો ના હે! સખી!
ચિત્ત ચાહે છે નિરપેક્ષી આનંદજો;
આજ સુધી અનુભવિયાં શાંતિ સુખડાં,
સાપેક્ષીની ઉંડી ઉંડી ગંધજો. શા૦

ધન તન મન આનંદી દીઠા હા! સખી!
આત્માનંદી નવ દીઠા આ કોયજો,
ત્રણ ગુણના આનંદે દુનિયા ડુબ છે,
ગુણ પારે રહેનારા વિરલા હોયજો. શા૦

અંતરની વાતો અંતર માંહિ સમે,
હમદર્દી જાણે આ છૂપો ભેદજો;
પ્રેમ વિંધણીયે વિંધાણા જે હે! સખી!
તેને કહેતાં વાણી વિરમે વેદજો. શા૦

પારખ વૈદ મળે એવો કોઇ પારખું,
દર્દ હૃદયનું દર્શન થતાં જાયજો;
રામ વિના અંતર ગત કો જાણે નહિ,
પારસ મણિ તે પથ્થર ક્યાંથી થાયજો. શા૦

## રાગ દેશ.

જગમાં સ્વાર્થ રહિત એક સાચો આત્મારામછેરે,
અન્ય નકામ છેરે. ટેક.

દેહ સબંધીમાં મન મોહ્યું, આદિ અંત લગી જ્યાં જોયું,
નખ શીખ ભરીયો સ્વાર્થ ખરેજ તમામછેરે. જ૦

મિથ્યા જાણી ત્રાગજ ત્રોડયા, મનમાન્યું એકજમાં જોડયા,
હાય ! હજુ નવ છોડી આશા ચામછેરે. જ૦

પરમાર્થે પડતાં પણ એવું દશ્ય થયું દેહાદિક જેવું,
શું કહેવું રહેવું હૃદયે નહિ હામ છેરે. જ૦

સ્થુલ સુક્ષ્મ કારણ દેહ મુકી, રામ પદેજ પડાયે ઝૂકી,
મણિમન ડુકી જાયે દિલ આરામછેરે. જ૦

## રાગ ગઝલ બુલબુલ.

સુદામાપુરના સ્નેહે ! ખરે ગંડુ બનાવીને,
જરા મીઠાશ આપીને, ધક્કો માર્યો પલકમાંહી ! ૧
કદી જો આંચકી લેવો, હતો તો કેમ આપ્યો તેં,
મદદ આનંદ અવટંકી દીધો તો કેમ લીધો તેં. ૨
ચખાડી સ્વાદ અમૃતનો, ભુખલને કાઢવું હાંકી,
લુલવતું એ જવાનું કર્યા, થનારી શી દશા એની. ૩
તૃષાળુને બતાવ્યું તો, પીવા દેવું ઘટે પુરૂં,
અધુરૂ મુકવું એ તો, મળે ના તે થકી બુરૂં. ૪
ગમીને જો ગુમાવાને, કદી કો આશ્રયે આવે,
ઘટે દેવો વિસામો તો, શમી જાયે ગમી બાધી. ૫
હશે એ વાત જાવા દો, પુરયાં એ ભાગ્ય ગંડુનાં,
પુરીનો તો પ્રભાવે હા ! ઝલકતો વિશ્વમાં વ્યાપિ. ૬
ખરો શ્રીકૃષ્ણનો પ્યારો, બિચારો બામણો તેની,
પુરી પ્રખ્યાત પ્રિય દેશે, ભભક ભાળી કૃપા કીધી. ૭
મણિમન દર્શનો દીધાં, કરૂણા રામની જાણી,
જણાયું ને મણાયું તે, કથે શું કંગડી વાણી. ૮

## રાગ એજ.

શ્રવણ શુભ ભાવમાં ભીંજી, રહે રઘુવીરમાં રીઝી,
હૃદય ગતભાવ રેલાવે, અહા ! અણુમોલ આંસુડાં,
કરંતાં કિર્ત્તનો કોડે ભુલી નિજભાન હરિ જોડે,
રમંતાં છોળ છલકાવે. અહા !
સ્મરણ શ્રી કંથનું જાગે, વળી લગની પુરી લાગે,
અખંડીત તાર સંધાવે. અહા૦
સુસંતોના ચરણ કંજે, રતિ ઉપજે હૃદય ગુંજે,
અભાને ઉર્મી ભણકાવે. અહા૦
હરિ મુર્તિ તણી પૂરતી, થતાં સેવા વૃત્તિ ઝૂરતી,
સુગંધે મ્હેંક મ્હેંકાવે. અહા૦
નિરાભીમાનથી નમતાં, અહંત્વા ભાવથી શમતાં,
ઝબકતી જ્યોતિ ઝળકાવે. અહા૦
મચંતાં દાસ ભાવેથી, જગત હરિ રૂપ સેવામાં,
નયન રસ રેલમાં ઝુલે. અહા૦
શુરાતનથી સખા રૂપે, રહેતાં રામમાં રાચી,
અનાદિ ગ્રંથી પીગળાવે. અહા૦
બન્યું સ્વાત્માર્પણે એમાં, રહ્યું તું રાચિ દિલ જેમાં,
સ્વરંગી સાગરે બોળે. અહા૦

## રાગ એજ.

પતિ પરદેશ નિકળતાં વળોટાવા જતી પ્રમદા,
હૃદય દ્રય ચક્ષુથી ઝરતાં અહા ! અણુમોલ આંસુડાં,
સુત વિદેશથી આવ્યો પિતા માતા પદે લાગ્યો,
દબાવી હૈયે ભીંજાવ્યો. અહા૦

અહા ! સન્મિત્રને ઝાઝે દીને મળતાં સુદિલ ભીંજે.
ઉછળતી ઉર્મીના ઉભરા. અહા૦
સુભગિની ભ્રાતને ભેટે, ઘણે કાળે રહી છેટે,
છલકતી સ્નેહની સરિતા. અહા૦
પ્રણુય તંતુ તણુાવાથી, હૃદય પીડે હણુાવાથી,
ઝરંતા પ્રેમનાં ઝરણું. અહા૦
સુઆત્મિક તાર લંબાતાં ભીતરમાં ભાવ ઉભરાતાં,
ઉલટ સ્નેહાબ્ધિ લ્હેરોની. અહા૦
જવાણી ચારની શક્તિ, બતાવી જ્યાં શકે વ્યક્તિ,
રસામૃત નેત્ર ટપકાવે. અહા૦
પ્રભુ મણિ જ્યોતિ જે મોંઘી, પરખવા શક્તિ દે સોંઘી,
મળી રામે મિલન આપે. અહા૦
સ્વમાં સાને સ્વને સૌમાં, દીઠું બહુ એક એ બહુમાં,
પ્રભુ મણિરામ પ્રેમાબ્ધે. અહા૦

## રાગ એજ.

અરે ! આત્મૈકયતા માણી, વિખુટાં દેહથી પડતાં,
હૃદય ફફડાટની મધ્યે, રસીલું રામ રમતુંતું,
ઉઠયો નિશ્વાસનો વાયુ, ચડયા ગોટા ધુમાડાના,
ઉઠી પ્રેમાગ્નિ જ્વાળામાં. રસીલું૦
અરે ! શું ! આગ ભડકામાં, ચલી સુ સ્નેહની સરિતા,
સરિતાના તરંગોમાં. રસીલું૦
તરંગો ખેલતાં ખોળ્યા, સુકંઠે બાષ્પતા બાઝી,
વચનના કેદખાનામાં. રસીલું૦

ઉડી જ્યાં ઝાલકો ભારી, નયન દ્વારે વળ્યાં વારી,
ભીંજાતી પાંપણો વચ્ચે. રસીલું૦
ટપકતાં આંસુનાં ટીપાં, દીઠું નાચંતું મેં એમાં,
રૂંવાટી કંપમાં પણ એ. રસીલું૦
ગળિત પંક્તિ ગળીત વ્યક્તિ, ગળિત શક્તી ગળિત ભક્તિ,
ઉભય દિલની ગળિતતામાં. રસીલું૦
હવે તો "જય હરિ! ભાઇ!" કહી વાણી સકુચાઇ,
સ્વબેની "જયહરિ!"માં એ. રસીલું૦
પરમ પ્રેમી! સ્વરાજ્યે હા ઝલક ઝલકી રહીજ અહા!
પ્રભુ મણિરામ અદ્વયમાં. રસીલું૦

## રાગ એકતીર ફેંકતાજા.

ચહું આટલુંજ સ્વામિ! જ્યાં પ્રાણ તનથી છૂટે. ટેક.
ગંગા તટે અગરતો, કદી કર્મ નાશતીરે,
રટુ રામ રામ ઘટમાં. જ્યાં૦
કાશી અગર મગધમાં, મમ ભાવિ હોય ત્યાં ત્યાં,
રહો રામ ધ્યાન દિલમાં. જ્યાં૦
આ જન્મ કે અનંતે, ભટકું ભલે દિગંતે,
રમો રામ રામ ચિત્તે. જ્યાં૦
સ્વવશે દશા કદિ કે, અવશે દશા તથાપિ,
મણિરામ લક્ષ્યમાં હો. જ્યાં૦

## રાગ એજ.

યાચું દયાળુ આવું, પ્રાણઃ પ્રયાણ સમયે. ટેક.
મુખ શરદ પૂર્ણ ઈંદુ, કંજારૂણા સુનયનો,
ઉરમાં રહોજ વિલસી. પ્રાણ૦

મદ મારનોજ ભાંગે, દૃષ્ટિ દયા ભરેલી,
ચિત્તે રહોજ ચમકી. પ્રાણ૦
શર ચાપ હાથ સોહે, પટ પીત માથું કેડે,
મૃદુ વેણુ દીલ ગાજે. પ્રાણ૦
ઘનસ્યામ રામ ચર્ણે, મમ શીશ દશ્ય દેખું,
મણિમાં મણિ મિલાવું. પ્રાણ૦

રાગ એજ.

માગું કૃપાળુ આ હું, પ્રાણઃ પ્રયાણ સમગે. ટેક.
ધ્વનિમાં ધ્વનિ મિલાવી, રણકારમાં રમરંને,
સઘળો પ્રપંચ ત્યાગુ. પ્રાણ૦
જ્યોત્તિ સ્વયં પ્રભાની, ઝગતી નિહાળું નેણે,
મળું જ્યોત્તિમાં સ્વભાવે. પ્રાણ૦
રસ રૂપતા રસીલી, રસ સાગરેજ ડુબું,
રસ આત્મ સ્વાદ ચાખું. પ્રાણ૦
મણિરામ રૂપતામાં, બસ ! ઐકયતાજ માણું,
સ્વાનંદ સિંધુ ઝીલું. પ્રાણ૦

પદ રાગ બુલબુલ ગઝલ.

પરમ રસ પ્રેમનો પીતાં, થતાં મન મસ્ત મત્તવાલા,
પીયે જે તેજ જાણે તે, મરે બકી ઠોઠડાં ઠાલાં;
મજીઠી ભાવને મુંડા, ન જાણે જન્મભર ભીખે,
વસે સર માનસે બગલા, ન મુક્તા ચુગતાં શીખે.
અતિશય વર્ણના વાંધા, અતિ છે આડ આશ્રમની,
ન પ્રીછે પાધરી વાતું, સરલ સાચી ગુરૂ ગમની,
સ્વરંગે શીશ અર્પે તે, પ્રકટ ઘટ પ્રેમ તે છોલે,
ચડે છે પ્રેમનો નિશો, રહે મણિરામ તરબોળે.

## રાગ એકતીર ફેંકતાલ.

દિલ દર્દ તું કહે ના, જઈ પાસ હા ! બીજાની. ટેક
સહુ સાંભળે છતાં એ, કષ્ટો શકે ન કાપી,
જે છેજ દર્દી ટાળે, કયાંથી પિડા બીજાની,
જે આશથી હણાયાં, તૃષ્ણા પુરે તણાયાં,
આશા શકેજ પુરી, કયાંથી ભરે બીજાની,
તું માગતોજ તેની, પાસેજ માગ પ્યારા,
જે સર્વ શક્તિવાળો, દરકાર ના બીજાની,
મશહુર એક એતો, મણિરામ દાદ દેતો,
જે પેટપુર આપે પરવા ન કર બીજાની.

## રાગ એજ.

સરલા ! સુભાગ્યશાળી ! મનિષા રહે વિરામી. ટેક.
ઉત્પાત કર નકામો, ઉત્પાત ના વિસામો.
ધર શાંતિ ધીરતાથી, મનિષા૦
તું ભિન્નનાજ હુંથી, વળી દૂરનાજ લેશે
એ હા ! અભેદ જાણી. મનિષા૦
આનંદ રૂપ હું છું, આનંદ રૂપ તું એ
એ જાણી માણી હેતે. મનિષા૦
મણિરામ આપણું છે, સ્વાનુભવે સ્વરૂપે
પ્રિય ! પ્રાણ ! રાચરંગે. મનિષા૦

## રાગ એજ.

વશમી પડેલ વેળા, ત્યાં તેં બચાવ કીધો. ટેક.
ક્રૂર કૌરવી સભામાં, ચીર દ્રૌપદી તણાં હા !
દુષ્ટોવડે તણાણાં, ત્યાં૦ ૧

જ્યાં રાવણે કુદષ્ટિ, કરી પાટુ મારી કાઢયો
હા ! એ વિભીષણુાનો, ત્યાં૦ ૨
ગજ ડુબતો જણાતાં, પોકાર સાંભળીને
અતિ આકરેજ ટાણે. ત્યાં૦ ૩
તો આજ વાર શાને, મણિરામ તું લગાડે
નિજ ભક્ત દુઃખ ભાળ્યાં. ત્યાં૦ ૪

## રાગ એજ.

જાહેર થઇ રહેલું, મુલ્કે મુકામ તારૂં. ટેક,
મૂલ્કે તુંહિ તુંહિ છો, મકરંદ પુષ્પમાં છો
જાહેર થઇ ચુકેલું, વિશ્વેસુ નામ તારૂં
માધુર્ય મુગ્ધતામાં, સૌંદર્ય શુભ્રતામાં
જાહેર થઇ ગયેલું, જગમાં સુકામ તારૂં
ચકચુર એ શરાબે, બનશેજ તેજ જાણે
જાહેર હા ! મચેલું, મસ્તાન જામ તારૂં
મણિરામ પ્રેમ પ્યાલો, પીનાર મસ્ત બંદે
જાહેર છે કરેલું, ખલ્કે સ્વધામ તારૂં

## રાગ એજ.

મસ્તી મલંગ શાની, બીસ્તિ કશી પીછાણે ?
મોજું મસાણ કેરી, જગ જીવ જાણશે શું !
વસતિ મલંગ શાની, બી૦
સતી સ્વાદ શંખણીને, નહિ આવશે કદાપી
મસ્તાનની પરસ્તી, બી૦

દિવસે ન ઘુડ દેખે, રવિ તેજ તે શું જાણે
મસ્તાનની સુમસ્તી. બી૦
મણિરામમાં મચેલાં, મસ્તો ઝવેરી સાચા
વ્યષ્ટિ સમષ્ટિ રૂપે, બી૦

## વ્હાલો મારો સાથ્યાનો સંગાથી રામ.

રઘુવર સીતાવર સુંદર રામ, રટી લે રસનાથી,
સીતાપતી રઘુપતિ શ્રીવર, રામ, રટી લે રસનાથી. ટેક

છે બજાવણી થાવાની, નોટીસો જમની આવી,
પળી કહે છે કાને આવી, રામ, રટી લે૦

કેડ કુબડી તન સુકાતાં, પાવાગઢ પોચો પડીયો,
જો ગઢ બાંધ્યો ગડ ગડીયો, રામ, રટી લે૦

પેટલાદે પાક ન પાકે, ખાધું તે લાગે લોચો,
શાને ઝાઝું અન્ન ધોંચો, રામ, રટી લે૦
ખળભળી ગયા છે ખંભા, જાંઘોનું જોરજ ભાગ્યું,
બાહુ બળ બળવા લાગ્યું, રામ, રટી લે૦
કર્ણાટકમાં પડી ધાકો, આંખોનું તેજ હણાણું
સુંઘ્યાનું નથી ઠેકાણું, રામ, રટી લે૦
બન્યો દાંતો પડતાં બોખો, બોકડશાં વેણાં બોલે
શીર ડગ ડગ ડગ ડગ ડોલે, રામ, રટી લે૦
ગળી ગાતર બનીયાં ઢીલાં, પીંડી લોચા લખસખતા,
અંગારા મન રખ રખતા રામ, રટી લે૦
શીર ઝપટ કાળની વાગે, ઉંઘે મુઢ શીદ ઘેસાણો,
જો ગઢ આખો ભેળાણો રામ, રટી લે૦

કોટી ધ્વજ યાત્રા ધારે, તે આશ મશાણે જાશે,
આગળીનો સ્થંભ ન થાશે, રામ, રટી લે૦
પગીની વાતો મન માની, મણિરામ શરણુ જા ઢાણે,
જમડા જાગે શીરાણે, રામ, રટી લે૦

## રાગ એજ.

ભક્તિ જ પ્રકટની સાચી રામ, બીજાં તે થોથાં
સહુ વાત પ્રકટ વીણુ કાચી રામ, બીજાં તે થોથાં. ટેક
કોઈ કહે આંખને મીંચી, દો પ્રાણુ અપાને સીંચી;
પણુ ચીત્ત કરે છે ચીંચી, રામ, બીજાં૦
એ યોગ રોગસમ લાગે, ભ્રમણા નવ તેથી ભાગે,
પણુ પ્રકટે મન અનુરાગે, રામ, બીજાં૦
અજુવાળ યોગની એવી, છે ફેંકી દીધા જેવી,
વૃત્તિ રઘુવરમાં દેવી, રામ, બીજાં૦
શુભ માનસરોવર છોડી, મરે કોણુ પૃથ્વિ શીર ફોડી,
ભજવો ભૂધરને દોડી, રામ, બીજાં૦
પ્રકટેલો અગ્નિ મુકી, મરે કોણુ લાકડાં ફુંકી,
નાહક ધૂમાડા ભૂકી, રામ, બીજાં૦
બટકાં આંબાનાં ભરવાં, એ વગદાં શાને કરવાં,
પાકાં ફળ શીદ પરહરવાં, રામ, બીજાં૦
ભક્તિ ભક્તિ ને ભક્તિ, સર્વેશ્વરની તે શક્તિ,
પકડી રાખો સહુ વ્યક્તિ, રામ, બીજાં૦
રસ ચાખી નાહી ડુબી, માણી લેવી ખૂબ ખુબી,
મણિરામ પ્રેમપદ ચૂંબી, રામ, બીજાં૦

## રાગ એજ.

બહુ ભક્તિ કઠણ રઘુવરની રામ, વિરલા જન પામે,
મુશ્કેલી છે નિજ ઘરની રામ, વિરલા જન પામે. ટેક
આદર તો કરવો સેહેલો, ભયકારક વચલો ખેલો,
જાય મૂળ તણાતો વેલો રામ, વિરલા.
કથણી કથવામાં સારી, રેહેણી રહેવી ભયકારી,
જ્યાં જબરા જાતા હારી, રામ, વિરલા.
જે કુશળ હોય કળવાળા, તન મન વાણી બળવાળા,
તેને નહીં વશમા ગાળા, રામ, વિરલા.
મચ્છ સામે પૂરે દોડે, હાથી ત્યાં હારે હોડે,
મર માવત માથું ફોડે, રામ, વિરલા.
મળી સાકર રેતીમાંહે, ગમ ગજને લેશ ન જ્યાંહે,
ચાખે રસ કીડી ત્યાંહે, રામ, વિરલા.
રસ જાણે તે રસ પામે, પહોંચે પરમાનંદ ધામે,
અરસિક તો હારે હામે, રામ, વિરલા.
આદર્શ હૃદયમાં મૂકી, સૂવે જે નિદ્રા ચૂકી,
પડે અનુભવપદમાં ઝૂકી, રામ, વિરલા.
દેશ કાળ વસ્તુ ત્યાં નાવે, વિલસે બ્રહ્માનંદ ભાવે,
મણિરામ પ્રેમપદ પાવે, રામ, વિરલા.

## રાગ એજ.

લાખો વાતોની એકજ, જીવ, શિખામણ સાચી,
ધરો રામભજનની ટેકજ, જીવ, શિખામણ સાચી. ટેક
ભજવો ભાવે ભુધરને, વિશ્વેશ હરિ વસુધરને,
સાચે સ્નેહે શ્રીવરને, જીવ, શિખામણ.

દીનજનને ટુકડો દેવો, નવ ચાહો ટુકડો લેવો,
ટાળી તૃષ્ણાની ટેવો, જીવ, શિખામણ.
ઇંદ્રિય નહિં દે-વીચરવા, ફટકયું મન દો નહિં ફરવા,
દેજો મન પારો મરવા, જીવ, શિખામણ.
સતસાથે સ્નેહજ સાંધો, જુઠ સાથે પાડી વાંધો,
મનરામ ચરણમાં બાંધો, જીવ, શિખામણ.
ગુરૂગોવિંદના ગુણ ગાજો, ધરી ભેખ ન પુંઠો ગાંજો,
સંતોને શરણે જાજો, જીવ, શિખામણ.
વર્ણાશ્રમ ધર્મો પાળો, અવળું જે હોય તે ટાળો,
પરમાનંદ જીવન ગાળો, જીવ, શિખામણ.
કામાદિક શત્રુ થોભો, મારીને ભાંગો મોભો,
જઇ સંત સભામાં શોભો, જીવ, શિખામણ.
સૌ સારા સાજ સજીને, આ વાતો ધરી ખજીને,
મણિરામ તરો ભવ ભજીને, જીવ, શિખામણ.

## રાગ હવે તો હરિને ભજોરે ભજો મનવા.

અરે ! તેં લગાડયો બટોરે બટો બગલા ! અરે. ટેક
બ્રહ્મ ક્રિયા તજી રાંધણું લીધું, જુઠ બન્યો તું ભટોરે ભટો. અ.
ચિંતામણી વેપાર મૂકીને, કર કાં ચણોઠી સટોરે સટો. અ.
ભક્તિ કાતરથી લે કાપી, જમભૂત કેરી લટોરે લટો. અ.
કરી લે કમાઇ રામમણિતો, છે અમર એ પટોરે પટો. અ.

## રાગ એજ.

પ્રભુનાં નામતો પઢોરે પઢો પોપટ ! પ્રભુનાં. ટેક
ભવસિંધુ ભકિત નાવે ચડાવો, હરિહર નામનાં સઢોરે સઢો. પો.

મોહાતત માધવ બખ્તરથી, તનમન વેણુ સદ્દોરે મઢો. પો.
માયા સન્મૂખ મારેચ્યામાંડી, ભૂધર ભાલે વઢોરે વઢો. પો.
રામમણિમય મારી ગલોલા, જીતો છ રિપુ ગઢોરે ગઢો. પો.

## રાગ એજ.

મળવા હરિને ધસોરે ધસો, હંસા ! મળવા. ટેક
કાળ અનંત અલગ રહી ગુમાવ્યો, તસુ તો હવે ભા ! ખસોરે ખસો. હં.
જુદાં રહી મૂખ કાળું કીધું, પથ પડી હબડે હસોરે હસો. હં.
કેશવ કરૂણાકંદ કૃપાઘન, ભજવા કમર કસોરે કસો. હં.
સંત ઝવેરી રામમણિના, વચ્ચે વાસો વસોરે વસો. હં.

## રાગ આહ.

આણે અંત ટાણે ગ્હેલા આવજો, પાતળીયા પ્રિયતમ પ્રાણ. ટેક
સ્નેહે સંબોધીને શોધી કાઢેલાં, આગળની ઓળખાણ
નેહને નંબરે નોંધી પ્રબોધી, ધકેલો એ આપને હાણ. પા.
સ્નેહ સ્વયંવર મંડપે સોંપ્યો, કર પૂજી પદ ત્રાણ
આપે સ્વીકાર્યો એ સ્વામી ભુલોતો, શી રહી પ્રેમ પીછાણ. પા.
આપને હાટે વિશ્વની વાટે, મૂલ વિનાનું વેચાણ
મારૂં થયું એ કેમ ભૂલાશે, સુંદર શ્યામ સુજાણ. પા.
પ્રેમાગ્નિકુંડે સર્વસ્વ હોમ્યું, જાણો રવિકુળ ભાણ
રામમણિ પદપંકજે રાખી, દેજો લાખેણી લ્હાણ. પા.

## રાગ એજ.

તિવ તાકીને મારજો ત્રીકમા ! વ્હાલા ! વાંકી કમાનેથી તીર. ટેક
ત્રયતન કેરૂં નિશાન નારાયણ ! ખોડી ઉભું ધરી ધીર
શ્રવણ સુધી ખેંચો ચાપની દોરી, દેખાડો આપનું હીર. વ્હા.

શીંગાં ભેળાં કરી ચોટ લગાવો, લેખાઓ છો શૂરવીર
ભલકું લગાવો પ્રેમનું હૈયે, સોંસરાં વિંધો શરીર. વ્હા.
કાપ કલેજે આકરો મૂકો, જાય મરી મન કીર
ભીતર થઇ ચકચૂર હું ડોલું, જીવન મુક્ત ફકીર. વ્હા.
ઘામાં ઘા મારો ટેભો ન લાગે, દર્દ દિવાનો અમીર
હા ! બનું રામમણિ માણું મસ્તી, પીર હૂંદો બનું પીર. વ્હા.

## રાગ એજ.

વ્હારે વ્હેલા વ્હેલા વ્હાલા ! દોડજે, રહેમ રાખી રઘુપતિ રાગ.ટેક.
હાથણિયોના સંગમાં ઝીલું, સ્વાર્થ સરોવરે સ્યામ !
ચારે પગે અરે ! ઝુંડ આ ચોંટયું, આવ્યું એ પરિણામ. રહે.
થાય ખેંચાખેંચ એ બન્નેની, હું તો બુડું છું આમ
મારાં માન્યાં તે છેક નકામાં, કોઇ ન આવ્યું કામ. રહે.
વસમે ટાણે કોણ બચાવે, કોનું લેવું પ્રભુ ! નામ
હાય ! નિરાધાર સાવ બન્યો હું, છેક છુટી ગઇ હામ. રહે.
પ્રેમમણિ પંકજ પદકંજે, અર્પી રટું રામ રામ
બુડું હું બલ્લા મારી જશે લાજ, તારી જશે સુખધામ. રહે.

## રાગ એજ.

રામ રટો રૂડા રંગમાં, બ્રહ્માનંદ ઉરે ઉભરાય. ટેક
ચાંદલો કરવા લક્ષ્મી આવે ત્યારે મોઢું ધોવા મૂઢ જાય
લક્ષ્મી ઉભે નહિ મૂરખો વાંસે, પેટ ભરી પસ્તાય. બ્ર.
અમૃત પ્યાલો પીવા ટાણે ગંડુ, જોશીને પુછવા ધાય
બાંધે બિલાડાંને ફુટે પ્યાલો પછી, ઘેલો કરે હાય ! હાય ! બ્ર.

ખેડુતું ડહાપણુ ખાસું અષાડે, કાર્તિકે કાંઇ ન થાય
નીર વહ્યા પછી શોચવું વેપલો, ખોટનો એ વેપાર. ખ.
તન સાજું મન હાથમાં કાજે, જ્યાં લગી ના ઝડપાય
રામમણિ કર હાથ નહિતો, ખાસડાં ખૂબ ખવાય. ખ.

## પદ રાગ મુરખ લોક.

પલક ખોલો પરમેશ બોલો પ્રેમથીરે
ક્ષુલ્લક ખામી વહી જાય પ્રેમ પૂર, હસે ઉર, પલક. ટેક
ખલક ખેલ બધો બાહ્ય દષ્ટિએ બન્યોરે
ઝલક આંતરિક દષ્ટિ ઇષ્ટ આપ, દ્યો અમાપ. પલક.
બનક બંસીની બજાવો મારા કાનમાંરે
ક્ષણિક સુખમાંથી ચિત્ત ખસી જાય, શાંત થાય. પલક.
મુલક આપનોને આપનીજ માલિકીરે
પુલક તનને મન હસે ગ્રહે સાન, લઇ નિશાન. પલક.
શકટ ભાર શ્વાન પેર તાણુવો તજુંરે
ખટક રાખી કરો એમ મણિરામ, જપું નામ. પલક.

## રાગ ભૈરવ.

રામ રતન રોળાઇ ગયું રગડામાં
તન ધન જન વન વગડામાં. રામ. ટેક
ગ્નાની ધ્યાની માની ભૂલ્યા, બેઠા માયા લગડામાં. રામ.
રમતાં બાજી જગ ચોપાટે, હારી ગયા હાય ! પગડામાં. રામ.
હું સાચો તું ખોટો એવા, મિથ્યા માની ઝગડામાં. રામ.
હુંપદમાં કરી અંધાધુંધી, ભરડયાં મટકાં મગડામાં. રામ.
રામમણિ સ્વયં પદ ચૂકીને, શિર પટક્યું જઇ દગડામાં. રામ.

રાગ હવે પુત્રી તું વળ પાછી.

થાવા દે ભ્રમ અરે ! મતિકાં છતી શક્તિ છેને.
જરા સાચી સમજ લેને. ટેક

આ ભવમાં આવી સુરી, થામાં રાખી ભાર
યા સજ નિર્મળ થઇ જવા, પ્રાણ ! સખી ! પરવાર
જન્મ સફળ સુખરૂપ કરવાને, વાત ધરી લે ધીંગડ ધ્યાને
દયાવાન થા, ભાન ખોય કાં ધ્યાન ખાસ દેને. જરા.
માન હઠાવી માનિની, મદ મત્સર દૂર મેલ.
પ્રીતિ પ્રણય રસની પુરી, કરી દે રેલંછેલ.
ભોળપણામાં ભુલ કરે કાં ! સમજણ ઉંડી રાખ ડરે કાં ?
પથ્યવાત સાક્ષાત માત ! સમજાત ઘાત શેને, જરા.
પ્રૌઢા પ્રમદા તું થઇ, રાખ હવે નરમાશ.
કાંટાળા કુમાર્ગમાં રઝળી કરમાં કાશ.
હઠ છોડીને નમ્ર થજે તું, ના, ના ઉંધે પંથ જજે તું.
માત તાતને ભ્રાત લાત કાં ખાત છોડ એને. જરા.
બાળાશતા બાળી દઇ, ભ્રમણાથી દૂર ભાગ
આ મિથ્યા સંસારમાં, ધર મજબુત વૈરાગ
હરિ હીરો કરથી નવ હારે, પૂણ્ય પુંજ આવ્યો કર તારે.
રામ નામ સુખધામ હામ દિલ, રાખ મણિ તેને. જરા.

રાગ એજ.

હાવાં ! બસ કર શોચ મોચ તું, પોચ ન શર ખાલી,
અહિં કો છે ન મમ વાલી. ટેક.

સંહારક તું સ્વામી છો, સરજન હારો તુંજ
પાલન હાર પવિત્ર તું, બાળક તારૂં હુંજ

બાપ હવે તું કેમ સતાવે, પાપ ન મારાં કેમ પતાવે
શાણા હઠ તજ કહું તને શું મારી ન ધર ધાલી. આહિં.

સર્વેશ્વર શ્રી રમણ હે ! રક્ષણ કર તવ બાળ
તુજ બાળકને બાપલા, કેમ ડરાવે કાળ.

ભવ ભયમાં ભારે ભટકાવે, લખ લંપટતામાં લટકાવે
છોડી લજ્જા મજાકજાને સજા કરે ઠાલી. અહિં.

એ અલુળાઇ કાળની, તું સાંખે છે કેમ
નિજ બચ્ચાં પર જગપિતા, કેમ ન આવે રહેમ

વધુ વાત શું વદવી વ્હાલા ! કરીએ કેશવ ! કાલાવાલા
બાપ ! પાપ સંતાપ કાપ કાં તાપ આપ ચાલી. અહિં.

મેળવ મણિમય રામમાં, કાળ તણો ભય જાય
સિંહ બાળ ભય પામતાં, લાજ સિંહની જાય.

માધવ ! મનહર ! હે ! મમતાળુ, દીનબંધુ તું દીન દયાળુ
બાળ કાળ વિકાળ કાળથી રાખ હાથ ઝાલી. અહિં.

## રાગ નવે કાંકરી ન્યારો.

ગાઇ ગોવિંદ ગુણ ગાણું, જ્ઞાની ધ્યાની કરે ધીંગાણું હેજી.
સુરી સંપત્તિ સૈન્ય સજીને, શોધે અરિ ઠેકાણું હેજી.
સિંહ ગર્જનાથી અરિ કટકે, ઝટ પાડે ભંગાણું. જ્ઞા.
તત્પરતા તીખી તલવારે, હણે કરે રમખાણું હેજી.
કામાદિક ખળ દેય ઝાટકે, ખાવા દેય ન ખાણું. જ્ઞા.
વૈરી રક્ત પ્રવાહે ધ્યાની, કેરાં પટ ભીંજાણું હેજી,
કેસરીયાં કરી ઘુમે જંગે, ચુકે ન કદી ટાણું. જ્ઞા.
આપોપું અર્પે ને જીતે, રામમણિમય નાણું હેજી
જીતી અજયને પ્રેમ શર્કરા, કેરાં કરતાં લ્હાણું. જ્ઞા.

## રાગ એજ.

મન મમતા નવ આણે, જ્ઞાની ધ્યાની ચડે ધીંગાણે હેજી.
પેટ કટારી ખોસી પ્રથમે, પુગે શત્રુ ઠેકાણે હેજી.
છ છેડાને સન્મુખ લાવે, દાવ ચુકે નહિ ટાણે. જ્ઞા.
તોપ સરાણે સજેલ તીખી, તપ તલવારૂં તાણે હેજી
પટા ઝાટકે ખેલ કરંતાં, લડે યુક્તિ ઘણી જાણે. જ્ઞા.
અરિ સેનાનાં તન મન જર જર, કરે મારી શમ બાણે હેજી
જ્ઞાન ગલોલે લશ્કર સઘળું, નાશ કરે શક નાણે. જ્ઞા.
વિશ્વ વિજય શુભ કીર્ત્તિ રળતાં, મણિમય મોજું માણે હેજી.
આત્મારામ સદાનંદી તે, આપે આપ પિછાણે. જ્ઞા.

## રાગ સાચા સંબંધીરે.

સુણતાં સ્નેહી રે, પ્રિય ઝાલર ઝણુકારા. ટેક.
રહેવાતું ના ઘટ ઘરમાંહે, નિત્યે નૂતન વાગે જ્યાંહે.
પ્રિયતમના ભણુકારા. સુણતાં.
પડછંદે પિંડે કંપે છે, જીવ જંગી ના, ના, જંપે છે.
દામિનીના દમકારા. સુણતાં.
જ્યાં જ્યાં દૃષ્ટિ પડતી ત્યાં ત્યાં, ગહન ગિરિવન ગુઢ ગુફામાં
સ્નેહિના સનકારા. સુણતાં.
વાટે ઘાટે હાટે પાટે, ભાળું રામ રમંતા સાટે
મણિમય હા ! ઝલકારા. સુણતાં.

## રાગ.

રામ ગ્રહી મેં ચાકરી તારી, ફંદ ફસીના ફટકું. ટેક
શીર સટોસટ સેવન સ્વામી, ખાસ કરૂંના છટકું. રામ.

ભ્રમણા ભારે ભેદ ભયે હું, ભાંડ સમો ના ભટકું. રામ.
હેમવડે વંઠી જઈ વ્હાલા ! વંગ થઈના વટકું. રામ.
રામમણિ પદ શિર ઝુકાવ્યું, પ્રેમ રસાયણ ગટકું. રામ.

## મન મારૂં મુઝાય ભક્તિ કરૂં કેમ શ્રી હરિરે.

ઝીવી ઉઘાડી આંખ, ભક્તિ કરી લેને ભાવથી રે,
પડી જવાની પાંખ, ભક્તિ કરી લેને ભાવથી રે, ટેક.
ખોટું દેહ અભિમાન, તજી દે તું ધિમાન,
જરા મારૂં તુ માન, દેહ થાવાની ખાખ, ભક્તિ.
ગોરૂં કાળું જે અંગ, એનો ખોટો છે રંગ,
મુકી દે તેનો સંગ, ઉડી જવાની રાખ, ભક્તિ.
આવે ઓચિંતો કાળ, ગણે બુઢા ન બાળ,
અતિ એ છે વિકરાળ, કુટ કોડા શું કાખ, ભક્તિ.
ભાઈ સમજી થા શૂર, બની જામાં મજૂર,
થઇ રહે માં મગરૂર, દયા દાન દિલે રાખ, ભક્તિ.
જુઠાં માત તાત ભ્રાત, જુઠી નાત અને જાત,
એથી થાવાની ધાત, ત્રોડી તૃષ્ણા તું નાખ, ભક્તિ.
જરા રાખીને ઢંગ, કરી લેને સુસંગ,
થવા દેવા માં તું ભંગ, મણિરામ રસ ચાખ, ભક્તિ.

### રાગ-ધોળ.

વિના રામ બેલી બીજો છે નહિં, મિથ્યા માનેરે શું તણાતો
તું જાય, રઘુવીર રામ રટે તરે.
સ્વાર્થે સ્નેહ કરે છે સગાં બધાં મતલબીયાં રે,
તારૂં કોઇ ન થાય, રઘુ.

નાડી ત્રુટે છુટે બંધ દેહના, પાસે હોય તે રે આમાં
ખસવાને ન્હાય, રઘુ.
ધન પાસે હશે તે ધુતી જશે, પાછળ તારીરે પાઇ નવ
ખરચાય, રઘુ.
રંગ બેરંગી મંદીર માળિયાં, પાણી મૂલ્યે રે, તારી વાંસે
વેંચાય, રઘુ.
હાથી ઘોડા મ્યાના રથ પાલખી, મેલી મશાણે રે ખાંધે
ચડીને જવાય, રઘુ.
ખમાં ખમાં કહેતાં તને સ્નેહથી, તેને સાટેરે તારા રાજીયા
પીટાય, રઘુ.
મણિરામ રંગે રસબસ થાય તો, રંગ પાકોરે ચડે કદી
ન ફીટાય, રઘુ.

## રાગ ધોળ.

અંધા ! અન્યને આપે શું બોધ, અંધારૂં જો આપનું
માથે જમદુત જબરા જોધ, અંધારૂં જો આપનું, અંધા. ટેક
ગામ બધાનાં લુગડાં, શીવે દરજી આપ,
નિજ કસ સાંધી નવ શકે, તેમ મળિયાં તારાં પુરાં પાપ, અં૦
પેટી પટારાને ખાટલા, ઘડે સુતારો ખાસ,
ત્રુટલ ઘરનો ખાટલો, તેને સાંધ્યાની નથી નવરાશ, અંધારૂં.
વેહ કડાંને વાંકડાં, કરે સોનાર અપાર,
નારીની નથ ભાંગલી, નવી કરવા નથી દરકાર, અંધારૂં.

ઘડે લુહારી ઘાટ બહુ, જુજવી જુજવી જાત,
આગલ ઘરની સાંભરસી, સાંભ્યાની નવ સાંભરે વાત, અંધારૂં.
મુખથી જ્ઞાન ઘણું બકે, પણ અંતરમાં અજ્ઞાન,
ધ્યાન લગાવાને કહે, તારૂં નથી ઠેકાણે ધ્યાન, અંધારૂં.
કામક્રોધ તજવા બહુ, શું ઉપદેશે લોક,
અંતરમાં હોળી બળે, એવી વાતો મોઢાની છે ફોક, અંધારૂં.
પોતે લંપટ લાલચુ, તૃષ્ણા પારાવાર,
લોક બહુ સમજાવતો, તારાં જાણું પુરાં બુડયાં બાર, અંધારૂં.
કહેણી સમ કરણી કરી, રહેણી તેવી રાખ,
તો તરશે તું તારશે, મણિરામ ગુણો ભજ્યા ભાખ, અંધારૂં.

## રાગ પ્રેમનો પ્યાલો પીજીયેજી.

રામભજનનો રંગ રાચીયેજી, ભાવ ભક્તિમાં રાખો. ટેક.
કામાદિક ષટ, તસ્કર લુચ્ચા, ભુંડું થશે એ ચાંચીયેજી; ભાવ.
આશા તૃષ્ણા લાલચ છોડો, વળગો ન આંબલી કાચીયેજી, ભાવ.
મોત સપાટો, માથે મોટો, હોકલી શું ફુંક માંચીયેજી, ભાવ.
પાપ નિધિમાં, ડુબ્યો પ્રાણી તરશે નહિં ગયે પ્રાચીયેજી, ભાવ.
રામમણિ મન શાંત કરીને, રઘુવીર સન્મુખ નાચીયેજી, ભાવ.

## રાગ એજ.

રટીયે શ્રીરામજી રટાવીયેજી, સ્નેહ રાખી સુસંગે. ટેક.
ભક્તિ બેલ ભજવતા ખાંતે, ખાટીયે બરાને ખટાવીયેજી, સ્નેહ.
ચપળાપતિ ચિંતન પથ ચારૂ, ચાટીયે બીજાને ચટાવીયેજી, સ્નેહ.
દુઃખને દંભને દ્વેષના દહાડા, દાટીયે બીજાને દટાવીજી, સ્નેહ.

પરમેશ્વરને પ્રીતવિનાના, પાટે ચડી ના પટાવીયેજી, સ્નેહ.
વિશ્વંભરનું નામ રસાળું, વાટીયે હેતથી વટાવીયેજી, સ્નેહ.
રામરસાયણુ મણિમય રંગનાં, છાંટીયે છાંટણું છંટાવીયેજી, સ્નેહ.

## રાગ તારે માથે નગારાં વાગે મોતનાંરે.

મંદ મારા જેવું જગ કો નથી રે,
કુડાં કર્મે થયો કાળ ખાજ, રામ તારો ભરોસો મારે ખરોરે.
પતંગ પાવક જાણે નહિ પ્રેમમાં,
શરિર હોમે કરે છે અકાજ, રામ.
વિષય દુઃખના દેનાર સમજું બધારે,
ફરતાં છેક કુડાં કરૂં કાજ, રામ.
મીન જાણે નહિં લોહ આંકડીરે,
અણજાણે અ રોગે અખાજ, રામ.
સ્નેહ સાંકળો હેરાન કરનાર છે રે,
જાણી જોઇને ગળે બાંધું આજ, રામ.
નાગ મુખે મેંડક પડયો મોતમાંરે,
ગરૂડ પાસે જતાં લાગે લાજ, રામ.
જગત સર્પે ગળ્યો મને તેમ છેરે,
તોય રામ નામ લીધાની ના જ, રામ.
શેષ શારદા ગણે મારા દોષનેરે,
પાર નાવે આવે કદી વાજ. રામ.
બીરદ બળિયું વિચારીને બાપલારે,
મણિરામ બચાવ રઘુરાજ. રામ.

## રાગ ચાબખો.

આભડછટ આવી ગઇ આડેરે, લોડાંનું વહાણુ ગયું ખાડે. ટેક.
આભડછટ અંતરમાં વસતી, ગામને ગાળો ભાંડે,
ભવ બાધો આભડીને ગુમાવે કળશા લે કાંડેરે, આભડછટ.
આભડછટ ભંગીયાના ઘરની, ઘરમાં ઘાલી ગાંડે,
દેવ મંદીરમાં દાટજ વાળ્યો, વટલાવ્યાં રાંડેરે, આભડછટ.
આ ભડવે આભડવામાં રહી, ભુંડું કર્યું ભાંડે,
આભડવાનું હોય મસાણે, પેડું કયાંથી હાંડેરે, અભડછટ.
રાત દિવસ અંગ બોળી રાખ્યું, પાણીમાં પાડેરે,
આભડછટ અંગે અંગ વ્યાપી, બાંધી નાડે જાડેરે, આભડછટ.
ડાબો હાથ તો બહારજ રાખ્યો, અકલ બોથમીર ડાંડે,
અપ-રસ ચોક્ક શુદ્દાસહિત એ, બેઠાની રીત નવ છાંડેરે, આભડછટ.
અમથાં આભચટનાં ફાંફાં, મૂરખો બેઠા ખાંડે,
ખળ! અભડાવું મુકી લડીલે, રામમણી ખાંડેરે. આભડછટ.

## રાગ ચાબખો.

આતમગ્નાન હીરો હૈયે લીધોર, મહા મદમોહ ફેંકી દીધો. ટેક.
આપદા આવે આકરી તોયે, હુંતો નથી બીધો,.
દુઃખને તો સુખ માની લીધું, લાધ્યો પંથ સીધોરે, આતમ.
કામાદિક શત્રુનો સ્નેહે, મૂળ કૂટો કીધો,
મમતા માન મરેલા દીઠાં, પાંખ ત્રુટલ ગીધોરે, આતમ.
સાધન સર્વે પુરાં કીધાં, શાને નવાં ચીધોરે,
દોલત દુનિયાં કેરી આવી, માગવો શું સીધોરે, આતમ.
પ્રેમશરે મન મોતી વીધાણું; વિંધણે શીદ વીંધો,
જગપિતાનું તે પુત્રોનું, આવી અખુટ રીધ્ધોરે, આતમ.

નારાયણુ નેહેથી છલકી, અંતર નવ પીધોરે,
રામમણિ મનમોહન સંગે, પ્રેમીરસ પીધોરે, આતમ.

## રાગ માલકોશ.

નથી આશરો વિશ્વમાંહે કશો
હરિ આશ્રયે તો સુખી સૌ થશો, નથી.
કદી ભાર ઝીલે ન ત્રાંટા જુઓ
રહીને ભરૂસે અરે શું સુઓ. નથી.
કુવાડે ન વસ્ત્રો ધુએ બાપલા
નહિ શ્વેત થાશે થશે કાપલા. નથી.
સદા સર્વદા સ્વામી સાચો અહો
વગારે અરે ભાર શાને વહો. નથી.
દજો વેળવો વેઠમાં લાભના
મણીરામ રૂપી કરો ના ફનાં. નથી.

## રાગ કૃષ્ણુજી આવો આ સમે.

હદમાં બે હદ બાંધો, અતારો સતારો સાંધો
વિસારો વિવાદ વાંધોરે, સ્વાનંદ સિંધુ ઝીલીયે. ટેક.
અનામીનું નામ લેવું, અકથ કથામાં કહેવું
ન થાતું તે કરી દેવુંરે. સ્વા.
સ્વ સંવેદ્યા શાંતિ સાચી લ્હેરે ચડી રહો નાચી
એ પ્રયાગ કાશી પ્રાચીરે. સ્વા.
ભેદ વેદ પારે પેખો, ગુરૂગમ જ્ઞાને દેખો
લખ એ અલખ લેખોરે. સ્વા.
બાવન બજારૂ મોતી, લેજો રામમણિ મોતી
બને બુદ્ધિ તો પનોતીરે. સ્વા.

## રાગ ધન્ય આજની ઘડી રળીઆમણી.

સીડો શ્રી રામકુંજની ચડો
સદા શીવ પાદ પદ્મ પ્રેમથી પડોજીરે સીડો. ટેક.
આજ અવસર આ વ્યાસ પુજાનો વડો
સ્નેહ સોળે ઉપચાર લઇ ઉપડોજીરે. સી.
પુજી પ્રેમ પુષ્પથી અરે ! હૈડા રડો
જડો ચિત્ત ચર્ણું મારી સ્નેહ ચાપડોજીરે. સી.
લક્ષ માગો જેથીજ કાળથી લડો
ભક્તિ સાનદાન પામી ભાવથી ભડોજીરે. સી.
ગુરૂજ્ઞાન મણીરામ ઘાટમાં ઘડો
અહા ! આદિ શીવ દૃષ્ટિ આગળે દડોજીરે. સી.

### રાગ એજ.

આજે શ્રી રામકુંજમાં રમું
એક આદિ શીવ ચર્ણું કમળમાં નમું હોજીરે. ટેક.
કરી દર્શનને દ્વંદ્વ દુશ્મનો દમું
પુજી પ્રેમથી કરૂં હું ભાગ્યને સમુંજીરે. આ.
ગુણ ગાતાં ગોવિંદ ગુરૂને ગમું
ખેદ, ભેદ, કેદ ખોટ હવે ના ખમુંજીરે. આ.
પ્રકટ પ્રેમ અગ્નિ પ્રણય ભાવથી ધમું
ભ્રાંતિ બાળું ભ્રમણા વિષે નહિ ભમુંજીરે. આ.
સદા શાંતિ શાંતિ શાંતિ અખંડ શમું
મણિ પાત્ર સુધારસ ભોજનો જમુંજીરે. આ.

## રાગ સહીઆરી.

ચાકે કરી ના રવી પ્રકાશે, ચંદ્ર કરૂ ચળકાટ ત્યાંના,
પ્રાણધ્વનિ જ્યાં બન્ને સહજે, અપ્રખ્યાતિમાંજ વિરામે
આત્માની યૌગિક નિદ્રામાં જીવન સર્વે શાંતિ પામે
દાનવ માનવ દેવ ન દેખું, હું તું મારૂં તારૂં ત્યાંના
જીવન, જીવન દૃષ્ટિ કે જ્યાં સૃષ્ટિનું નહિ નામે ઠામે
કંપજ, ન, પણ છે સુવર્ણ શાંતિ બ્ન્યાનંદી સુખજ સાચું
રામમણિ સચ્ચિદાનંદે આપે ચળકે આપે માણે
તત્ર પિછાણે ને રસ જાણે કાજ ચરે ના માત્રે ગાણે.

## રાગ એજ.

આ રવીને આ શશીને આને. તારા મંડળ મહાન સર્વે
આ સાગરને ગીરીવર મોટા. આ મેદાનોને વન રાજી
જીવ ! જરા જો ધ્યાન દઈને. એ સૌ પરમેશ્વરનું પ્યારા !
સ્વપ્ન નથી શું કહે વિચારી. મારા સમ જો જાઠું બોલે.
તે પ્રભુ પોતે સ્વપ્ન નથી શું ! જો કે જોવો તે દેખાયે
તેવો પોતે થતો ન લેશ. તેથી અંતે સ્વપ્નું ખોટું
જ્યાં સુધી પૂગે ત્યાં સુધી, સ્વપ્નો સાચાં આવટ જાઠાં.
આપણુ સર્વે સ્વપ્ને વસીએ, સ્વપ્ના પારે રામ મણી છે.